પ્રેમભક્તિ ✿ ગ્રન્થમાળા

# કુરુક્ષેત્ર

## નવમો કાંડ, સહોદરનાં બાણ

ન્હાનાલાલ દલપતરામ કવિ




| | |
|---|---|
| ૬૬, કર્ણાવતી | ૧૯૪૦ |
| ૬૭, સોહાગણ | ૧૯૪૦ |
| ૬૮, કુરુક્ષેત્ર, છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન | ૧૯૪૦ |
| ૬૯, કુરુક્ષેત્ર, નવમો કાંડ, સહોદરનાં બાણ | ૧૯૪૦ |

## હવે પછી છપાશે

દલપતરામ, ભાગ ૩ જો
વિચારણા, ભાગ ૧ લો
વિચારણા, ભાગ ૨ જો
ધર્મમન્થન, ભાગ ૧ લો
ધર્મમન્થન, ભાગ ૨ જો
ગીતમંજરી, ભાગ ૨ જો
કેટલાંક કાવ્યો, ભાગ ૪ થો
નવાં ઉપનિષદો
શ્રી હર્ષ







| | |
|---|---|
| ૪૩, ઈન્દુકુમાર, અંક ૩ જો | ૧૯૩૨ |
| ૪૪, કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો | ૧૯૩૩ |
| ૪૫, ઓજ અને અગર | ૧૯૩૩ |
| ૪૬, જગત્‌કાદમ્બરીઓમાં સરસ્વતીચંદ્ર | ૧૯૩૩ |
| ૪૭, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧ લો | ૧૯૩૪ |
| ૪૮, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, પૂર્વાર્ધ | ૧૯૩૪ |
| ૪૯, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૨જો | ૧૯૩૫ |
| ૫૦, ગોપિકા | ૧૯૩૫ |
| ૫૧, કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો | ૧૯૩૫ |
| ૫૨, ગુરુદક્ષિણા | ૧૯૩૫ |
| ૫૩, પુણ્યકન્યા | ૧૯૩૭ |
| ૫૪, સ્નાતિકાપર્વની શિક્ષાવલ્લી | ૧૯૩૭ |
| ૫૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૩ જો | ૧૯૩૭ |
| ૫૬, મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૧ લો | ૧૯૩૭ |
| ૫૭, મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૨ જો | ૧૯૩૭ |
| ૫૮, સારથી | ૧૯૩૮ |
| ૫૯, લોલીંગરાજ | ૧૯૩૯ |
| ૬૦, મુંબઈમાંનો મહોત્સવ | ૧૯૩૯ |
| ૬૧. કુરુક્ષેત્ર, અષ્ટમ કાંડ, માયાવી સન્ધ્યા | ૧૯૩૯ |
| ૬૨, મહેરામણનાં મોતી | ૧૯૩૯ |
| ૬૩, કુરુક્ષેત્ર, તૃતીય કાંડ, નિર્ધાર | ૧૯૪૦ |
| ૬૪, કુરુક્ષેત્ર, સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ | ૧૯૪૦ |
| ૬૫, કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ | ૧૯૪૦ |







# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

## પ્રથમાવૃત્તિની સાલ

| | | |
|---|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨ જી આવૃત્તિ ) | | ૧૯૦૩ |
| ૨. રાજસૂત્રોની કાવ્યત્રિપુટી ( ૩ જી આવૃત્તિ ) | | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ ( ૪ થી આવૃત્તિ ) | | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) | | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો [ ૭ મી આવૃત્તિ ] | | ૧૯૧૦ |
| ૭, ભગવદ્‌ગીતા, સમશ્લોકી [ ૩ જી આવૃત્તિ ] | | ૧૯૧૦ |
| ૮, જયા—જયન્ત ( ૫ મી આવૃત્તિ ) | | ૧૯૧૪ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) | | ૧૯૧૭ |
| ૧૦, ઉષા ( ૫ મી આવૃત્તિ ) | | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત ( ૨ જી આવૃત્તિ ) | | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ [ ૨ જી આવૃત્તિ ] | | ૧૯૨૨ |
| ૧૪. પ્રેમભક્તિ—ભજનાવલિ [ ૨ જી આવૃત્તિ ] | | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી [ ૨ જી આવૃત્તિ ] | | ૧૯૨૫ |
| ૧૭, અમર પન્થનો યાત્રાળુ ( ૨ જી આવૃત્તિ ) | | ૧૯૨૫ |
| ૧૮, શકુન્તલાનું સંભારણું [ ૨ જી આવૃત્તિ ] | | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો [ ૩જી આવૃત્તિ ] | | ૧૯૨૬ |







પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

रसो वै सः

# કુરુક્ષેત્ર

## નવમો કાંડ, સહોદરનાં બાણ

---

ન્હાનાલાલ દલપતરામ કવિ




વિ. સં. ૧૯૯૬ ઈ. સ. ૧૯૪૦

કીંમત બાર આના





કર્તાને માટે રજીસ્ટર્ડ

પ્રકાશકઃ ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી ૧૯૪૦ પ્રત ૧૨૫૦

| | | | |
|---|---|---|---|
| પ્રથમ કાંડ, | યુગપલટો | રચ્યા સાલ | ૧૯૨૬ |
| દ્વિતીય કાંડ, | હસ્તિનાપુરના નિર્ઘોષ | ,, | ૧૯૨૮ |
| તૃતીય કાંડ, | નિર્ધાર | ,, | ૧૯૩૯ |
| ચતુર્થ કાંડ, | યોધપર્વણી | ,, | ૧૯૨૭ |
| પંચમ કાંડ, | પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ,, | ૧૯૨૮ |
| છટ્ઠો કાંડ, | આયુષ્યનાં દાન | ,, | ૧૯૪૦ |
| સપ્તમ કાંડ, | ચક્રવ્યૂહ | ,, | ૧૯૩૯ |
| અષ્ટમ કાંડ, | માયાવી સન્ધ્યા | ,, | ૧૯૩૯ |
| નવમો કાંડ, | સહોદરનાં બાણ | ,, | ૧૯૪૦ |
| દશમ કાંડ, | કાળનો ડંકો . | ,, | ૧૯૨૯ |
| એકાદશ કાંડ, | શરશય્યા | ,, | ૧૯૨૯ |
| દ્વાદશ કાંડ, | મહાસુદર્શન | ,, | ૧૯૨૭ |

કુરુક્ષેત્ર મહાકાવ્યના એમ દ્વાદશ કાંડો લખાયા છે. ત્હેમાંના અગિયાર કાંડો છપાઈ ગયા છે, અને આ બારમો કાંડ છપાય છે.

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

---

મુદ્રક અને મુદ્રણસ્થાન

નંદલાલ ચુનીલાલ બોડીવાલા

સરસ્વતી પ્રીન્ટીંગ વર્કસ,
સારંગપુર, અમદાવાદ.








## વિષયસ્ફોટન

આ કાંડમાંનો વાર્તાવિભાગ કર્ણપર્વમાંનાં નીચેનાં અવતરણોથી સ્પષ્ટ થશે.

યુદ્ધનો સોળમો દિવસ ઉતરી સત્તરમાની સ્હવારે કર્ણરાજ દુર્યોધન શું બોલ્યાઃ 'હું આજે અર્જુનનો નાશ કરીશ કે તે મ્હારો નાશ કરશે.' 'મારા ધનુષનું નામ વિજય છે.' વિશ્વકર્માએ ઇન્દ્રને માટે ઘડયું હતું. ઇન્દ્રે પરશુરામને આપ્યું, પરશુરામે મને આપ્યું છે. 'એ જ ધનુષથી પરશુરામે એકવીસ વાર પૃથ્વીને જીતી હતી.' અર્જુનના સારથી શ્રી કૃષ્ણ છે; રાજા શલ્ય જો મ્હારૂં સારથીપણું કરે તો અવશ્ય વિજય થાય. દુર્યોધને શલ્યને વિનતિ કરી કે બ્રહ્માએ ભવનું સારથીપણું કર્યું હતું; ત્હમે કર્ણનું કરો. પ્રથમ તો શલ્યરાજ છેડાયા. અન્તે કહ્યું કે ભલે; પણ 'હું કર્ણને જે જે વચન કહું, તે તે તેણે સાંભળવાં પડશે.'

'રથની પૂજા કરી, પ્રદક્ષિણા કરી' કર્ણ રથે ચ્હડયો. કર્ણ ઉત્સાહભરેલો હતો, પણ શલ્યરાજે ત્હેનું તેજ હરણ કીધું.

શલ્યબોલે કર્ણને ગુરુશાપની સ્મૃતિ થઈ આવી. પોતે 'બ્રાહ્મણવેશે પરશુરામની પાસે રહેતો હતો......એક વખતે ગુરુ ખોળામાં મસ્તક મૂકીને સૂતા.' ભમરો સાથળ પાસે આવ્યો,




ડંખ માર્યો, લોહીનો ધોધવો વહેવા માંડયો. ગુરુદેવની નિદ્રાનો ભંગ થશે ધારી કર્ણ ચલાયમાન થયો નહિ. રૂધિરસ્પર્શે ગુરુ-દેવ જાગી ઉઠયા. 'પૂછયું; રે ! તું કઈ જાતનો છે ?' કર્ણે પોતાની સૂતજાતિ યથાર્થ રીતે કહી. શાપ આપતાં ગુરુ બોલ્યા; 'મૃત્યુના સમયે...તને બ્રહ્માસ્ત્રનું સ્મરણ રહેશે નહિ.' સેનાના મોખરા ઉપર કર્ણ હતો. 'દુઃશાસન હાથીની પીઠ ઉપર બેસીને વ્યૂહના પાછળના ભાગમાં ચાલતો હતો. તેની પૂંઠ રાજા દુર્યોધન પંઠે ચાલતો હતો.' 'એ મહાવ્યૂહ અસલ બૃહસ્પતિએ શોધી કાઢયો હતો.'

યુદ્ધારંભે દુર્યોધને કહ્યું: 'હે કર્ણ !...અર્જુનને તું જો મારીશ, તો તું અમારો રાજા.' 'શલ્ય બોલ્યો; કિયો મનુષ્ય...ઈન્ધણાંથી અગ્નિનો નાશ કરી શકે ?' 'હા, એ બાહુથી જે પૃથ્વીને ઉપાડી શકે...તે જ અર્જુનને જીતે.'

અર્જુને ધસારો કીધો. કર્ણે પરાક્રમ ખેડયું. 'મન્ત્રો તથા ઔષધો વડે જેમ વ્યાધિને ઘેરી લેવામાં આવે, તેમ પાંડવો...કર્ણને રણસંગ્રામમાં ઘેરી વળ્યા.' કર્ણ યુધિષ્ઠિરનો સામનો થયો. બન્ને પુનર્વસુઓ જેવા દીપતા હતા. ભેટમભેટા થઇ. યુધિષ્ઠિર પાછા હઠયા.

પછી દુર્યોધને પરાક્રમ દાખવ્યું, પણ કૌરવસેનામાં ભંગાણ પડયું. કર્ણે સેનાને પાછી વાળી. યુધિષ્ઠિર સપડાયા, પણ નાઠા. અર્જુનને કહ્યું ત્હારૂં ગાંડીવ મૂકી દે. અર્જુન કોપે ભરાયો કે ગાંડીવ મૂક કહે કેમ ? શ્રી કૃષ્ણે સમાધાન કરાવ્યું અને અર્જુને કર્ણવધની પ્રતિજ્ઞા કીધી.

અનેક રથીઓનું દ્વન્દ્વયુદ્ધ થયું. ભીમ સામે દુઃશાસન આવ્યો. ભીમે ગદા ઉપાડી ને બોલ્યોઃ 'આજે હું યુદ્ધમાં તારૂં રૂધિરપાન કરીશ.' 'મસ્તક ઉપર પ્રહાર કર્યો;' 'દસ ધનુષ જેટલો રણમાંથી નાંખી દીધો.' દુઃશાસન 'રણભૂમિ ઉપર તરફડિયાં મારવા લાગ્યો.' 'ભીમસેન ક્રોધથી પ્રજ્જવળી ઉઠયો.' 'દુઃશાસનના કંઠને ભીમે પગ વતી દબાવ્યો.' દુઃશાસનને ચત્તોપાટ નાંખી દઇને ભીમ ત્હેની છાતી ઉપર ચઢી બેઠો. 'દુઃશાસનનો જમણો હાથ પકડીને મૂળમાંથી ઉખાડી નાંખ્યો; અને તે જ બાહુથી... ...દુઃશાસનને મારવા લાગ્યો.' 'પ્રતિજ્ઞા સત્ય કરવા માટે ભીમ દુઃશાસનના વક્ષસ્થળમાંથી કિંચિદુષ્ણ રૂધિર પીવા લાગ્યો.' 'દુઃશાસનને મરી ગયેલો જોઇને ખડખડાટ હસવા લાગ્યો.' 'રૂધિર પીતાં પીતાં ઘણા જ હર્ષથી ફરીને આડાઅવળો દોડવા લાગ્યો.' 'આ રાક્ષસ છે' કહી કૌરવો નાસવા લાગ્યા.

'દુઃશાસનના રૂધિરનો ભીમે ફરીને ખોબો ભર્યો.'




કર્ણ કોપે ભરાયો. સંગ્રામ વળી જામ્યો ને કર્ણપુત્ર વૃષસેનનો વધ થયો. કૃષ્ણે અર્જુનને ઉત્સાહવેણ કહ્યાં. પાર્થકર્ણનું યુદ્ધ મંડાણું. 'કર્ણ અને અર્જુનના યુદ્ધસમયે દેવ દાનવ ગંધર્વ પિશાચ નાગ અને રાક્ષસોની વચ્ચે ભિન્નભિન્ન પક્ષ પડી ગયા.' 'ઘણાં વર્ષો થયાં જેની પૂજા કરી હતી એવું દુર્જય બાણ અર્જુનના મસ્તક ઉપર' કર્ણે માર્યું. 'શ્રી કૃષ્ણે રથને થોડાક પૃથ્વીમાં પેસારી દીધો.' 'ઘોડાઓ ઘૂંટણભર થઇને પૃથ્વી પર બેસી ગયા.' બાણ 'અર્જુનના કંઠપ્રદેશને તાકીને માર્યું હતું તે...કંઠપ્રદેશને નહિ વાગતાં...દિવ્ય મુગટને વાગ્યું.' મુગટ પડી ગયો. 'દેવરાજ ઇન્દ્રે પોતે પ્રસન્ન થઇને અર્જુનને તે આપ્યો હતો.'

'કર્ણના નાશના સમય પાસે આવી લાગ્યો.' 'કાળે અદ્દશ્ય રહીને...કર્ણને કહ્યું કે...પૃથ્વી તારા રથનાં પૈડાંને ગળી જાય છે.' 'મરણનો સમય પાસે આવ્યો હતો, તેથી મહાત્મા પરશુરામે કર્ણને જે બ્રહ્મદૈવત નામનું મહાસ્ત્ર આપ્યું હતું તે અસ્ત્રનો પ્રયોગ કરવાનું કર્ણ ભૂલી ગયો.' 'પૃથ્વી તેના રથનાં ડાબાં પૈડાંને ગળી ગઇ.' 'તેનો રથ ડોલવા લાગ્યો.' 'કર્ણ પણ રથમાં ડગમગતો હતો.' 'તેથી રાધાપુત્ર કર્ણ તુરત રથમાંથી નીચે ઉતરી પડયો, અને બે હાથ વતી રથનાં પૈડાંને પકડી, પૃથ્વીમાંથી તે







બહાર કાઢવાનો શ્રમ કરવા લાગ્યો.' ચાર આંગળ ઉંચું કીધું, 'પણ રથનું પૈડું બહાર નીકળ્યું નહિ.'

કર્ણે અર્જુનને પડકાર્યો. યુદ્ધના ધર્મને વિચાર. 'હું આ રથનાં પૈડાંને પૃથ્વીમાંથી બહાર કાઢું એટલી વાર બે ઘડી તું થંભી જા.'

'વાસુદેવ બોલ્યા: હે કર્ણ ! તું આ વખતે ધર્મને યાદ કરે છે તે ઘણા આનંદની વાત છે...વારણાવતમાં લાક્ષાભવનમાં પાંડવો સૂતા હતા ત્યારે તે ભવનને બળાવી દીધું હતું તે વખતે તારો ધર્મ કયાં ગયો હતો ? દ્રૌપદી રજસ્વળા હતી, ને દુઃશાસને તેને સભાની વચ્ચે પકડી રાખી હતી; ત્યારે તું ખડખડાટ હસ્યો હતો. તે સમયે તારો ધર્મ કયાં ગયો હતો ?' 'કર્ણે લજ્જાથી અવનત બની જઈને કંઈ પણ ઉત્તર આપ્યું નહિ.' 'કર્ણ ધનુષ ઉંચું કરીને અર્જુનની સામે વેગથી યુદ્ધ કરવા લાગ્યો.' કૃષ્ણબોલે 'કૌરવોએ દીધેલાં દુઃખો અર્જુનને સાંભરી આવ્યાં.' 'અર્જુનના શરીરના સર્વ સ્રોતસમાંથી તેજના તણખા નીકળવા લાગ્યા.' 'અર્જુન...અંજલિક નામનું બાણ લીધું.' 'મેં જો તપ કીધું હોય, ગુરુઓને સંતોષ્યા હોય, તો...આ બાણ...કર્ણનો નાશ કરો' કહી તે ઘોર બાણ છોડયું.







અંજલિક બાણે 'કર્ણના મસ્તકને છેદી નાંખ્યું.' 'તે સમય અપરાહ્નનો હતો.'

'કર્ણ અને અર્જુનની વચ્ચે જેવું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ કદી પણ થયું ન હતું.' 'કર્ણ મરણ પામીને જો કે રણ-ભૂમિ પર સૂતો હતો, છતાં તે અંકુરોવાળા વૃક્ષના જેવો દીપી રહ્યો હતો.'

જ્યારે ઉત્તમ યાચકો તેની પાસે યાચના કરતા, ત્યારે તે નિત્ય 'આપું છું' એમ બોલતો.

'સંજય કહે છે: હે ધૃતરાષ્ટ ! તમારા અન્યાયને લીધે આ પ્રમાણે રોમાંચ ઉભો કરે તેવો ઘણો જ મોટો સંહાર થયો છે.'







**કુરુક્ષેત્ર** નામના **મહાકાવ્યનો** આ નવમો કાંડ આજ ગુજરાતને ચરણે ધરૂં છું. આનું વસ્તુ લોકવિખ્યાત છે, ને હજારો વર્ષોથી ભારતવર્ષની જનતા એને વાંચતી–વિચારતી આવી છે. ભૂત વર્તમાન ને ભવિષ્ય–ત્રણે કાળનો આ કુરુક્ષેત્રની મહાવાર્તા તો ભારતીય મહાપ્રજાનો સનાતન વારસો છે,

આ કાંડ ફેબ્રુઆરી ૧૯૪૦ માં લખાયો અને ઓગસ્ટ ૧૯૪૦ માં છપાયો છે.

ઓગસ્ટ, ઈ. સ. ૧૯૪૦ **ન્હાનાલાલ દલપતરામ કવિ**







'આવ્યો—આવ્યો મ્હારો સિંહલો
સંગ્રામના શિકાર ખેલીને.'

ગુફાના વિવર સમા
શિબિરમાંથી નિર્ઝરતો'તો શબ્દ
વીરત્વનો ને હૈયાનાં હેતનો.
આઘે આઘે—ખેતરવાક આઘેથી
આવતો'તો રુધિરરંગાયેલો ગદાધારી.

કુરુમંડળમાં ઉડતાં'તાં આજ
સહોદરનાં બાણ;
ને લ્હડતા'તા બન્ધુ બાણાવળીઓ.
સંગ્રામ વકર્યો હતો.

'પાંચાળી ! પધારો શિબિરમાંથી;
મહારાણી ! આવો આભ નીચે.
આજે છે વેણીગૂંથનનું પર્વ.'

ભયંકર શબ્દે અન્તરિક્ષ ભરતી
ભીષણઘોષ પડી ભીમહાકલ.
દેવી જેવાં દ્રૌપદીજી







આવીને ઉભાં શિબિરદ્વારમાં.
રાજવણ ભરતાં'તાં સારો રણવાસઃ
જાણે જયની જ્યોત.

એ હતો વનનો વનકેસરી.
ગુફાએ આવતો'તો ખેલીને મહાશિકાર.
અંગે અંગે હતા રૂધિરના ઓઘરાળા,
રોમે રોમે હતી રૂધિરની શેડો એને.
મુખડે હતા લોહીના લપેટા.
હૈયાપાટે હતો રૂધિરકુંડ
અંગારાની શઘડી સમોવડો.
ખોપરીની કંકાવટીમાં
કંકોળેલાં હતાં રૂધિરનાં કુંકુમ.
મહાકાય, ઉન્નતમુખ, હસ્તિબળિયો,
સિન્દૂરચર્ચી કો શિલામૂર્તિ સમો,
આવતો'તો હર્ષોન્માદપીધેલો ભીમસેન
આભપરોવતી આંખડીએ.
ભીમકર્મા ભીમસેન હતો
શોણિતસોહામણો રણકેસરી.
ક્ષણેક નાચતો, ક્ષણેક ગેલતો,







ક્ષણેક વિહાસતો'તો અટ્ટહાસે:
જાણે આવ્યો કુરુક્ષેત્ર જીતીને.
ભીમસેનની હતી આજે
જીવનની જયતિથિ.

સિંહને સત્કારવાને
સિંહણ નીકળે ગુફામાંથી
એવાં સિંહણપગલે નીકળ્યાં શિબિરમાંથી
ભારતનાં મહારાણી દ્રૌપદીજીઃ
દીપ્તિમન્ત ને જાજરમાન.
કંઠ ફરતી ઉડતી'તી રણુવાયુમાં
એ સિંહણને કેશાવલિ.

'પાંડુકુમાર ! આજે ? અને આમ ?
સંગ્રામ સંકેલાયો ?'
મહારાણીનાં વેરાણાં મુખમોતી.

'કાલે કે પરમે
સંકેલાશે કુરુસંગ્રામ.
પખવાડિયું ઉતર્યું સંગ્રામરમણાનું;
બાકી છે એકબે અન્ધારિયાની વરઘો.







પધારો, આજ વેણી ગૂંથું.'
ભીમસેને હાથ ઉછાળ્યા ડાળીઓ સમા. ૫૬

'વેણી તો વર્ષોથી છે છૂટી.
એવા શા ઉગ્યા સૂર્ય આજે ?
રુધિરકેસરિયાંનાં રણછાંટણાં તો
નિત્યનાં હોય નરવીરને.' ૬૦
ક્ષત્રાણીનો પડ્યો ક્ષાત્રબોલ. ૬૧

'વર્ષો પૂરાં થયાં આજે;
દુનિયાંની આવી આજ અવધો.
નાચો આજે પેલું પ્રલયનૃત્ય.' ૬૪

ભીમ હતો હર્ષઘેલો આજ,
ને બોલતો યે જગઘેલું.
ભીમનો ઉછળતો'તો હર્ષોન્માદ
દેહપાળોને તોડીને. ૬૮

'પણ શાં ઉગ્યાં સૌભાગ્ય આજે
કે સિંહલો આવ્યો સિંહણઘેર ?' ૭૦
મહારાણીની ગાજી વીરભેરી. ૭૧







'પ્રતિજ્ઞા પૂરી થઇ આજે;
આજે રોળાયો રિપુસ્વામી.
નરકે સિધાવ્યો એ નરાધમ.
આજે હાથી માર્યો એક મુઠ્ઠીએ.
સાંભરે છે એ કૌરવસભા? મહારાણી!
જ્યહાં ભારતરાણીનાં ખેંચ્યાં'તાં ચીર
એ દુર્બુદ્ધિ દુઃશાસને?
ન્હાળો ત્હમારી છૂટ્ટી વેણ,
ને સંભારો એ ભીમપ્રતિજ્ઞા.
ભીમ ન્હોતો ભૂલ્યો એ
પછીની ભવભૂલભૂલામણીઓમાં.'
ભીમે ઉઘાડ્યાં ભારત.

મહારાણીની આંખડીઓમાં આવી ઉભી
વર્ષો પૂર્વેની એ કૌરવસભા,
ને કીકીઓમાં પ્રગટ્યાં જ્વાળાઓનાં બાણ.
ભદ્રકાળી થયાં કાળકા.

'એ રાજસભા ન્હોતી;
એ હતી કૌરવોની રાક્ષસસભા.
નસ્કોરામાંથી નીંગળતાં'તાં ઝેર







એ કાળોતરા કૌરવનાગોને.
ધર્મદેવે વાર્યો હોત નહિ
તો અણુઅણુ ઉડાડત ભીમગદા
સિંહાસનનાં ને સિંહાસનસ્વામીનાં.
હા; દુઃશાસને ખેંચી’તી દ્રૌપદીની વેણ,
ને એ વેણી છે વર્ષોથી છૂટી.
આજે ખોલાયો એ વેણીસંહાર.
ખોપરીના ખપ્પરમાં છે દેહકુંકુમ—
દુઃશાસનનું હૈયારૂધિર.
રિપુસ્વામીના હૈયારૂધિરમાં ૧૦૦
ન્હાશે વર્ષોવિંખાયેલી અલકલટો,
ને ગૂંથાશે ભારતરાણીની વેણી.
આવો, ભરતકુળની સિંહણ!
સિંહ હોળે ત્હમારી કેશાવલિ.’ ૧૦૪

સંવનનકાળે પિયુ લાડે છે
એવું લાડતો’તો પાંડુકુમાર
પ્રારબ્ધમૂર્તિ પાંડવમહારાણીને. ૧૦૭

‘ દુઃશાસનને આવ્યા વધેરીને ?







રણભોમમાં ? ને સ્હામે મુખડે ?
આ કંકાવટીમાં એનાં છે હૈયારૂધિર ?
કુરુક્ષેત્ર જીત્યો મ્હારો ભીમ.'
દેવીએ ગાયાં ભીમનાં બિરદો.

હર્ષોન્માદની ઉછળી ભીમઉર્મિઓ.
ને પાર્વતી સન્મુખ શંકર નાચે એમ
નાચવા લાગ્યો ભીમકર્મા ભીમસેન
દ્રૌપદીની દીપ્તિજ્યોતમાં.

'હાથીની કાંધે ચ્હડીને
ગયો'તો આજે રણભોમમાં
કૌરવહાથીઓને સંહારવાને.
કર્ણરાજે રચ્યો'તો મકરવ્યૂહ;
પાર્થે માંડ્યો'તો અર્ધચન્દ્રાકાર
મહામદ્ઝરને પકડવાને.
દૂરથી દીઠા દુર્બુદ્ધિઓને,
ને દીઠે ભભૂકયા અન્તરના અગ્નિઓ.
જ્વાળાઓ વછૂટી અંગઅંગમાંથી.
સાવજ સમી ભરી વનછલંગ,







ને વજ્રનો પડયો ભીમપંજો.
રથનાં રણ્ઘાં ઉખાડિયાં
રિપુસંઘનાં શબ બાળવાને,
ને અશ્વરાજો પડયા ઢગલા થઇને.
નાઠા સભાસોહામણા એ શૂરવીરો
ને જઈ ભરાયા સૈન્યઘટાઓમાં.
પણ સાગર નથી ઉછળતા
સેનાઓના હવે કુરુરણમાં
કે સન્તાય કોક ખાડીખીણમાં.
હવે તો સ્હામસ્હામાં ઘૂરકે છે
ખાબોચિયાંનાં પાણી;
હવે છીલ્લર આથડે છે છીલ્લર શું.
એટલે શોધ્યે ન સાંપડયો
સન્તાકૂકડીનો અન્ધારપછેડો એમને.
યમપાશ પડે એમ
એક પંજે ઝડપ્યો શકુનિને,
ને બીજે પંજે પછાડયો દુઃશાસનને.
ગાન્ધારરાજ ન્હાસી છૂટયા સમળાપાંખે,
ને દુઃશાસને કીધી ભૂમિશય્યા.
કુરુચોકની વચ્ચે કીધી ચિત







શિબિરસોહામણા એ સભાશૂરની.
કપાળ ફોડ્યું, ગાલ ચીર્યા,
હૈયું ફાડી ઉઘાડ્યા હૈયાભાવ.
ડાળી પીંખે એમ ૧૫૦
બાવડેથી ઉખેડ્યો બાહુને,
ને બાહુદંડથી ઝપાટ્યો કૌરવકુમારને.
મસ્તકને માર્યા મુષ્ટિહથોડા,
ને ઉખાડ્યું ખોપરીનું ખપ્પર.
પછી કીધું દુઃશાસનરૂધિરપાન
ખોપરીનું ખપ્પર ભરી–ભરીને.' ૧૫૬

'ને સૂતપુત્ર ત્ય્હારે
કઈ દિશે ખેડતા'તા ઘોડીલાને?
દુર્બુદ્ધિ ધાર્તરાષ્ટ્રની વ્હારે
ધાયા નહીં એ રાધેય?' ૧૬૦
દ્રુપદપુત્રીએ નાંખ્યો પ્રશ્નપાસલો. ૧૬૧

'કર્ણને ડંખતાં'તાં સહોદરનાં બાણ.
ધર્મદેવે ઘેર્યા'તા કૌરવરાજને;
ને સૂતપુત્રના અશ્વરાજો ધડબડતા'તા







કૌરવરાજની રણકુંજમાં.
ભીમની ઘૂમતી'તી ગદા
વિમાન શો ચક્રાવો ખાતી,
જાણે પુચ્છ વીંઝયું ધૂમકેતુએ.
મંહી ઝપટાય એ પડે મહાગ્રહ.
હાથી હુંકારે છે, મહારાણી!
એવો ગાજતો'તો ત્હારો ભીમ.'
ભીમકર્માનો પડ્યો ભીમબોલ.

'અને પછી?'
મયૂરીએ ટહુકો પૂર્યો
ને મોરલાએ વાત માંડી.

'અને પછી? પછી શું?
કૌરવોએ કહ્યો મ્હને નરરાક્ષસ;
હું ગણતો'તો શંકરની રૂંઢમાળાઓ.
છેલ્લી શ્વાસાવલિ ઘૂંટતા એના દેહપાટે
તાંડવ સમું નાચ્યો રણનૃત્ય.
જોવાને આવ્યાં હોત, પાંચાળી!
તો ઉતરત આયુષ્યના થાક.







એ ભીમ નાચતો ન્હોતો ત્હારો;
એ તો હતા રણનાચન્તા રણદેવ,
એ તો નાચતા'તા કૌરવસભાના સ્મરણદેવ.
કુરુમંડળ નિહાળી રહ્યું'તું રણતાંડવને.
સિંહણ! આવવું'તું સિંહને નાચતો જોવા.
કૃષ્ણદેવે ઉતાર્યો દેહપાટેથી
ને કહ્યું 'શિબિરે જા,'
ત્હારે ઉતર્યો અરિહૈયેથી:
જાણે મૃગરાજ ઉતર્યો શિલાપાટેથી.
આ ખોપરીના ખપ્પરમાં
ભરી લીધું એનું હૈયારૂધિર;
ને આવ્યો છું ગૂંથવાને
મહારાણીની છૂટ્ટી વેણી.
પધારો; ગદાથી સેંથો પાડું.'

હાથણી સમીપે હાથી ગેલે
એવો ગેલતો'તો ભીમકર્મા ભીમસેન,
ને કથતો'તો નિજ ભીમપરાક્રમ.
દિગ્પાળો ડોલતા એના શબ્દે શબ્દે.

'પાંડુકુમાર! પણ પાળ્યું.







પૃથ્વી સંભારશે ભીમપ્રતિજ્ઞાને,
ને યશગીતે ગાશે આજનો વેણીસંહાર.
આજે છે મ્હારા ભીમનું જયપર્વ.'

હિમાલયને વાદળી પાલવ ઢાળે
એમ મહારાણીએ ઢાળ્યો હૈયાપાલવ
ને હૈયામાં લીધો ભીમકર્માને.
ચન્દનીસ્પર્શે પૂર્ણિમા પંપાળે શિખરને
એમ પંપાળ્યું ભીમમસ્તકને,
ને સોહાગણે સ્વામીનું વાંચ્યું સૌભાગ્ય.
તપ્યાંને ઠારતી'તી પોસની વાયુલહરીઓ.
ધોધ જેવા ઢળતા'તા હૈયાભાવ
કુરુમંડળનાં એ સિંહ ને સિંહણના.

ડોલતી હાથણી ઘટાઓમાં જાય
એવાં શિબિરમાં સંચર્યાં દ્રૌપદીજી;
જાણે વીજળીની ચાલી વેલ.
ને લાવ્યાં દર્ભાસન ને શિશોળિયું
રાજવણપગલે નિજ રણવાસમાંથી.
વૈદિક ઋષિવરોના ઋષિસિંહાસને પછી







વિરાજ્યાં સિંહ ને સિંહણ કુરુક્ષેત્રનાં
ઉત્તરાખંડનાં શિખરો નિહાળતાં.
ને સીમન્તિનીને પાડે છે સીમન્ત
અને સોહાગણને કોરે છે સૌભાગ્યરેખા,
શિશોળિયાના અણિઅગ્રે એવી
ભીમે પાડી સેંથી ભારતરાણીને.
શિલાદેવીને સિન્દૂર ચ્હડાવે એવી
કૃષ્ણાને ચ્હડાવી રૂધિરઅંજલિઓ
એ રિપુસ્વામીના હૈયારૂધિરની,
ને ભીમસેને કીધો કૃષ્ણાઅભિષેક.
અને વડવાઇઓને ગૂંથે એમ
ગૂંથી શોણિતસોહામણી કેશાવલિ.
પછી ગદાથી ચાંપ્યો કેશકલાપ
ને મણિમંડિત બાંધ્યો કેશપાશ.
વનકેસરી લાડે વનકેસરણને
એવું ભીમ લાડતો'તો ભારતરાણીને.

'નારીજનનાં આચરે છે અપમાન
એ નર નથી કે નથી નાર.
કમોતે થાય છે આમ મોત







એવા પ્રચ્છન્નરાવણોનાં.' ૨૩૯

ભીમે ત્રાડ પાડી ત્રિકાળગાજન્તી: ૨૪૦
જાણે યુગયુગની પડી ભીમગદા.
અસ્તાચળે ઢળતા સૂર્યદેવનાં
થથરી ઉઠયાં કિરણમંડળો
ભીમકર્માના એ ભીમશબ્દે. ૨૪૪

'પરાક્રમપુત્ર પાંડુકુમાર !
વાટ જોતો નથી રણસંગ્રામ ?'
રણશૂરીને સાંભર્યો રણસંગ્રામ
ને રાજરાજેશ્વરીએ નાંખ્યો રાજબોલ. ૨૪૮

ત્યહાં તો ગાજ્યો મહાશંખ
પ્રલંબઘોષ ને દિશાઓ પાડતો. ૨૫૦
સોળમી તિથિનો થયો યુદ્ધવિરામ.
શિબિરોમાં જઈ સમાયા
યોધરાજોના ઉછળતા બ્હોળાઓ,
ને રાત્રિ રમવા ઉતરી કુરુમંડળમાં
અન્ધારપછેડો ઓઢીને. ૨૫૫







અને પછી આવી કર્ણતિથિઃ
પ્રાણવન્તી, પ્રોત્સાહિની, યશઆયુષી;
જાણે હાથેળી ઉઘાડી કુરુક્ષેત્રની.
અસુરોએ દીઠી આનન્દમુખી;
દેવોએ દીઠી દારુણમુખી; ૨૬૦
વસ્તુતઃ એ હતી
કુરુસંગ્રામની છેલ્લી તિથિ.
અઢારમી તિથિએ ન્હોતા ગાજતા ભરતીજેમ;
એ હતા ઓટના ઝમકાર. ૨૬૪

એમ પડ્યું કર્ણતિથિનું પ્હરોડ. ૨૬૫

કુંકુમ છે? કે રૂધિર?
આ નભમાં
કુંકુમ છે? કે રૂધિર?
સજનવા! કુંકુમ છે? કે રૂધિર? ૨૬૯

પ્હરોડની પાંખો ભરીને ૨૭૦
ઘોરમતી'તી એ ગીતમાળા,
ને ઢોળાતી'તી કર્ણશિબિરોમાં. ૨૭૨







કર્ણ એટલે પાર્થનો મ્હોટેરો ભાઈ:
જન્મે, વીરત્વે, ધનુર્ધારીત્વે, દિલદિલાવારીએ.
જગતે બિરદાવ્યો છે કર્ણને
કર્ણ દાનેશ્વરી કહીને.
પાર્થ સાંઠો ચીરતો,
તો કર્ણ દર્ભ ચીરતો;
પાર્થ પાંદડું પરોવતો,
તો કર્ણ પરોવતો ટીશીને.
પાર્થ રમતો મહારથીઓમાં;
તો કર્ણ ઘૂમતો અક્ષૌહિણીમાં.
કુન્તાપુત્ર કર્ણ એટલે
ધર્મદેવનો યે જયેષ્ટ સહોદર.

કર્ણ કરતો'તો ત્હારે પ્રાતઃસન્ધ્યા.
એને ફૂટતી'તી ટશરો વીરના આનન્દની.
આંખડી આભ ઓળંગતી
ને પ્રેરણાની પ્રગટતી'તી પાંખો.
આજે કર્ણતિથિ હતી ને?
કર્ણ જોતો આજનું જયપર્વ.







વળી થરથરી પ્રભાતની પતરીઓ,
ને કર્ણશિબિરમાંનાં યોધઆયુધો.

દિશાદિશાના ઘાટઘાટ ઘોઈ
ઉછળે અરુણનાં નીર;
આ નભમાં
કુંકુમ છે ? કે રૂધિર ?
સજનવા! કુંકુમ છે ? કે રૂધિર ?

કર્ણ એટલે મહત્વાકાંક્ષાની પરાજયપરંપરા.
મુગટ ગયો, પત્ની ગઈ, સેનાસ્વામીત્વ ગયું.
કર્ણને હતા સેનાસ્વામીત્વના કોડઃ
ભીષ્મ પિતામહે ને દ્રોણગુરુએ
ઝડપી લીધું કર્ણનું સેનાસ્વામીત્વ.
કર્ણને જીતવો'તો મત્સ્યવેધી સ્વયંવર :
દ્રુપદકુમારીનું જાજરમાન બોલ્યું કે
ગોત્રોચ્ચાર કરે તે તુલાસ્તંભે ચ્હડે.
કર્ણ વાંછતો'તો રાજદંડ ને રાજમુગટ :
સરિતાતરતા જળયુવરાજે




ખોયાં'તાં બન્ને ય તે,
ને સૂર્યપુત્ર થયો'તો સૂતપુત્ર.
કર્ણ એટલે માનવતાની પરાજ્યમૂર્તિ.

કર્ણરાજે લીધું વિજય ધનુષ્ય
ને તપાવ્યું હોમકુંડના અગ્નિમાં:
ઉપર છાંટયા વીરના આનન્દ.
કવચકુંડળને છાંટયાં કુંકુમછાંટણાં.
કર્ણદેવની એ હતી નિત્યપૂજન.

પરાજ્યપરંપરા છે ઈર્ષ્યાનો પિતા,
અતિમહત્વાકાંક્ષા છે ઈર્ષ્યાની જનેતા.
કર્ણ એટલે ઈર્ષ્યાની ઝાળો.
કૌરવરાજે કીધો અંગદેશનો અંગરાજ;
ત્હો યે કર્ણ હતો સંસાર શુ રણવટે.
વિધાત્રી યે ધોતી ન્હોતી
એનું સૂતપુત્રનું બિરદ.
કર્ણને હતી ભીષ્મઈર્ષ્યા,
કર્ણને હતી દ્રોણઈર્ષ્યા,
કર્ણને હતી પાર્થઈર્ષ્યા,




કર્ણને હતી કૃષ્ણઈર્ષ્યા.
સૂતપુત્રની મહત્વાકાંક્ષાને
માણવા'તા પાંડવકૌરવના રાજપ્રતાપ.
સ્વયંવરગાજન્તાં સાલતાં'તાં કર્ણને
દ્રુપદકુમારીનાં વેણબાણ.
પૃથ્વીગાજન્તા ડંખતાં'તા કર્ણને
દ્રોણઅખાડાના અપમાનબોલ.
ગગનગાજન્તાં કોરતાં'તાં કર્ણને
રાજસભામાંનાં મન્ત્રમારણો.
કલ્પતો એને સાચું માનતો કર્ણ.
યજ્ઞની તિથિએ તિથિએ
અગ્નિમાં અદકેરૂં હોમાય આજ્ય,
કર્ણજીવનની તિથિએ તિથિએ એમ
હોમ્યું'તું આજ્ય એના ઈર્ષ્યાઅગ્નિમાં.
દિશાદિશામાંથી ધાઇને
વાગતાં'તાં કર્ણને સહોદરનાં બાણ.
કર્ણ એટલે મૂર્તિમન્ત તેજોદ્વેષ,

કર્ણના રથધ્વજે ઉડતું' તું નાગમંડળ.

પાર્થ હતો મેઘઉજ્જવળો;







કર્ણ હતો ધૂમ્રશામળો.
દેહને રંગ્યો'તો એના અન્તરધૂમ્રે.

કુંકુમ છે? કે રૂધિર ?
સજનવા ! કુંકુમ છે? કે રૂધિર ?

અને હો યે—હો યે
કર્ણ હતો પૃથાપુત્ર ને સૂર્યસન્તાન.
પૃથ્વી સમો કર્ણ સહી લેતો,
સૂર્ય સમો કર્ણ આપતો.
કર્ણના અન્તરે વસતા'તા
વસુન્ધરાના વસુઓ;
કર્ણના આત્મદેશે વહતી'તી
સૂર્યસેરો સમી સરિતાઓ.
મ્હોરે ત્ય્હારે મોતીડે વધાવતો,
રીઝે ત્ય્હારે રત્નો બક્ષતો.
પ્રભાતે પ્રભાતે દેતો માગ્યાંદાન.
કર્ણબિરદ હતું કર્ણ દાનેશ્વરી.

કુરુક્ષેત્રના ભાગ્યની છાયા—







          કર્ણરાજના કાન ફરકયા કે
પધાર્યો છે કોક પ્રાતઃકાળનો જગતજ્યોતિષી
કુરુક્ષેત્રનાં ભાગ્ય વાંચતો.
શિબિર ભરી ઝગમગતા'તા
પૂજનઅગ્નિના જ્યોતિઓ,
ને મધ્યમાં વિરાજતા'તા જ્યોતિનાથ. ૩૬૭

          'શલ્યરાજ! આમન્ત્રો
એ પ્રભાતગીતકને શિબિરમાં.'
કર્ણરાજે નાંખ્યું વિનતિવેણ ૩૭૦
આજના નિજ સારથી મદ્રમહારાજને. ૩૭૧

          કુરુક્ષેત્રના ભાગ્યની છાયા
          છલકી ગહનને તીર ?
               આ નભમાં
          કુંકુમ છે? કે રૂધિર?
સજનવા! કુંકુમ છે? કે રૂધિર? ૩૭૬

          ગીતપડઘો ગાજ્યો કર્ણશિબિરમાં.
શલ્યરાજની પાછળ પાછળ પરવરતો'તો







તેજઉજળો એક સ્વર્ગીય પડછાયો,
ને પડછાયો બોલતો'તો નન્દનના બોલ.
શિબિરમાં ઉડતા'તા ધૂપધૂમ્ર;
ને વાદળાંમાં વિરાજ્યો હોય સૂર્યદેવ
એવા વિરાજતા'તા સૂર્યકુમાર કર્ણરાજ
ધૂપધૂમ્રનાં રમતાં વાદળાંઓમાં.

'પધારો, વૈતાલિક !
ભાગ્ય વાંચો છો કુરુક્ષેત્રનાં ?'

'અરુણની પગલીઓ વાંચું છું,
પ્રભાતનાં પાનાં વાંચું છું, મહારાજ !
કુરુક્ષેત્રનાં ભાગ્ય તો
કર્ણરાજ વાંચશે આજે.
કર્ણરાજનું વિજય વાંચશે
કુરુક્ષેત્રનાં ભાગ્ય.'

ચકરાવો ખાતાં વ્હેણ વહે
એવું વળી વહી રહ્યું ગીતવ્હેણ.
શિબિરમાં ડોલી શબ્દલહરીઓ







મધુરી મધુરી ને મદલોલ. ૩૯૬

કુરુક્ષેત્રના ભાગ્યની છાયા
છલકી ગહનને તીર?
આ નભમાં
કુંકુમ છે? કે રુધિર? ૪૦૦
સજનવા! કુંકુમ છે? કે રુધિર? ૪૦૧

'આજના કુરુસંગ્રામના
જ્યોતિષ્પદેવ છે કર્ણરાજ.
પ્રભાત કેવાંક ઉગ્યાં છે?
શું બોલે છે પ્રભાતરેખાઓ?' ૪૦૫

'પ્રભાત બોલે છે વીરનો આનન્દ.
એને ઉગમ પાયાં આપે.
આજનો થઇશ હું અગસ્ત્યઃ
એક અંજલિમાં પી જઇશ
પાંડવસેનાના સાગરને.' ૪૧૦

'વીરનો આનન્દ છે







દિવસની જ્યોત જેવો ઝગમગતો.
જેવો દિવસ, ત્હેવી જ્યોત.'
વૈતાલિકે નાંખ્યું ગહનતાનું વેણ.
સૂર્યઅજવાળાં આવતાં'તાં શિબિરમાં,
ને ઝંખવતાં'તાં અગ્નિઓને.

ઇર્ષ્યાઝાળમાં શોષાઈ ગઈ'તી
મન્ત્રસન્તાનની કવિતા,
ને ફૂટી ગયા'તા ધ્વનિમર્મઝીલન્તા
કર્ણરાજના કર્ણસંપુટ.
સૂક્ષ્મ મટી આવ્યું'તું જાડય,
જળ જઇ રહ્યો'તો પંકપગથાર.
એ પંકમાં યે ત્હો યે
ક્યહારેક ક્યહારેક ઉગતાં'તાં પંકજો.
અવળા વાંચતો કર્ણ કાળબોલ
ને વિપરીત વર્ત્તો'તો રાજમન્ત્રણાઓ.
પ્રકૃતિએ પુણ્યાળુ ને પ્રતાપી કર્ણ
કૌભાંડખેલ ખેલતો થયો હતો
ગાન્ધારરાજના કપટપાસાના પાશથી.
પાર્થ સૂક્ષ્મ હતો,







વાતા વાયરાને પારખતો.
પાર્થનું માર્દવ હતું સરિતાકોમળું;
કર્ણ હતો કાળમીંઢનો વેઢો.
યુગેયુગે જન્મે છે એવા કર્ણાવતારો
ઇર્ષ્યાઝાળ ને તેજોદ્વેષની પાંખો પ્હેરેલા.
દુઃશાસન શકુનિ ને કર્ણ
રચતા'તા કૌરવસિંહાસનનું
ત્રિજીહ્વાળું કૌભાંડત્રિશૂળ. ૪૩૮

ત્હો યે કર્ણતેજ હતાં સૂર્યપુત્રનાં. ૪૩૯

'પૃથ્વીનું તેજ એટલે સૂર્યની સૂર્યગંગા. ૪૪૦
'પૃથ્વીનું તેજ એટલે ક્ષાત્રતેજ.—' ૪૪૧

ભેખડ ભાળે ને અશ્વો થંભે
એવા થંભી ગયા કર્ણના શબ્દઘોડીલા.
બોલતાં જ ઝલાઈ ગઈ જીભ.
ચેત્યા ચતુર વૈતાલિક,
ને બોલ્યા પ્રોત્સાહનની બિરદાવલિ. ૪૪૬

'પૃથ્વીનું તેજ છે મહાધનુષ્ય,







ને પૃથ્વીનો રાજરાજેન્દ્ર છે મહાધન્વા:
એમ કહેતા'તા ને ?
આજે કુરુક્ષેત્ર પારખશે
કોણ છે જગતનો મહાધન્વા,
પાર્થ કે કર્ણ ?'

કર્ણરાજે પીધો એ ઘૂંટ;
ને શિબિરદ્વારમાંથી જોયું કુરુમંડળમાં.
હિન્ડોળા ખાતાં દીઠાં ત્યહાં જયનાં તેજ.

'વેળા વીતે છે, વૈતાલિકો!
માગી લ્યો મનગમતાં દાન.'
ઉતાવળી થઇ કર્ણરાજની વીજળી.

'સાંભળ્યું છે, કર્ણરાજ !
સાંભળ્યું છે સ્વર્ગનાં દેવમન્દિરોમાં
કે માગ્યાં દાન દે છે કર્ણ દાનેશ્વરી
પ્રભાતપ્રભાતના પુણ્યપ્રહરે.
આજે છે દ્વાદશીની પર્વણી.
પુણ્ય ઉગશે પ્રારબ્ધીનાં.
માગું—આજ્ઞા હોય તો.'








'માગો, વૈતાલિક ! માગો.
ત્હમે વંચાવ્યાં કુરુક્ષેત્રનાં જ્યોતિષ આજ.
સ્હાંજ સાચાં પાડશે પ્રભાતને.'

'ગંગોદક લ્યો અંજલિમાં,
ને ઉચ્ચારો સંકલ્પમન્ત્રો.
अत्राद्य આયુષ્યની પરાક્રમપર્વણીએ
સુવર્ણનાં આપો દાન.'

વૈતાલિકે ઉઘાડી હસ્તાંજલિ.
મહીં વહતી'તી સ્વર્ગગંગાઓ:
મહીં ચીતરેલાં હતાં વિધિએ
ચૌદ ચક્રો સમા ચૌદ લોક.

કર્ણરાજે શોધ્યું સોનું શિબિરમાં.
આંખડી ઘૂમી વળી અન્તરિક્ષમંડળે.
ઢગલીઓ અપાઈ ગઈ હતી,
અણુઓ પડ્યા હતા.
સોનું હતું ધનુષ્યદંડે,
સોનું હતું કવચકુંડળમાં:
ને બન્ને ય હતાં પૂજાને પાટલે.








ક્ષણેક વિમાસણે ચ્હડયા કર્ણરાજ.
ધનુષ્ય ઉપાડયું–ને મૂકયું.

'વૈતાલિક ! લ્યો આ કવચકુંડળ.
એ છે મ્હારાં જન્મસંગાથી,
એ છે મ્હારાં ત્વચા ને શણગાર.
જાવ ને ગાવ પ્રભાત ભરી પ્રભાતગીતો
જગતની ઝાડીઓમાં જઇને.
ક્ષણેકમાં ઉગશે સૂર્યપિતા
ને દેહને મઢશે સૂર્યતેજથી.
દૈવી છે સૂર્યતેજનાં તેજકવચ.
દેહને સંરક્ષશે દેવો.'

'અખંડ ભોગવો વીરનો આનન્દઃ
સ્હાંજ સાચાં પાડો પ્રભાતને.
લ્યો આ સરઅવસરની સાંગ;
કરજો આયુષ્યની મૈત્રિણી.
પ્રારબ્ધ મારગ કોરશે,
પુરુષાર્થ ખેડશે રથ આજે.
કાળ ઉગાડશે એવી ઉગશે કાલ.'







ગેબનો આશીર્વાદ ઉચ્ચારી
વૈતાલિક સિધાવ્યા પ્રભાતપારાવારમાં.
પાછળ ઉછળતી'તી કુરુમંડળની ભરતીઓ,
પાછળ ઉતરતા'તા આભના અન્તર્પટ.
ઝાડીઝુંડોમાં પડતા'તા ગીતપડઘા.
વૈતાલિક ગાતા'તા ગેબનું ગીત. ૫૦૭

સૂર્યછોળ? કે ધ્વજપટ વિધિના?
કે દ્રૌપદીનાં ચીર ?
આ નભમાં ૫૧૦
કુંકુમ છે? કે રૂધિર ?
સજનવા! કુંકુમ છે ? કે રૂધિર? ૫૧૨

ભમરો ડંખે ને ઉડે એમ
ચમક્યા, ઝબક્યા,ને ઉઠ્યા કર્ણરાજ.
ધાઇને ઉભા શિબિરદ્વારમાંઃ
જાણે પરાક્રમનો પડછાયો.
કર્ણને ડંખ્યાં'તાં 'દ્રૌપદીનાં ચીર.'
પાંપણો પરોવી–પરોવીને જોયું







પ્રાતઃસન્ધ્યાનાં એ ઝળઝળાંમાં,
તો વૈતાલિક વિલાતા'તા ક્ષિતિજ પાછળ. ૫૨૦
પછી થયો એક ભડકો ને હોલવાયોઃ
જાણે તેજમાં ભળી જતાં'તાં તેજ;
ને ચોગમ ઢોળાતી'તી ગીતલહરીઓ. ૫૨૩

કર્ણરાજે ઊંચે જોયુ—આભમાં.
ત્યહાં ઉગતી'તી અરુણપગલીઓ
ને ઢોળાતાં'તાં દેવકેસરિયાં.
સહસા કર્ણે પ્રશ્ન પૂછયો ગેઅને કે ૫૨૭

કુંકુમ છે ? કે રૂધિર? ૫૨૮

સુકુમાર સ્હવારમાં પછી
ઘેરા ઘેરા પૂરાયા રણરંગો. ૫૩૦
તેજમાં પ્રગટયો પ્રતાપ,
વાયુલહરીઓમાં ચ્હડયાં ઉષ્માઅગ્નિ.
કુરુક્ષેત્ર થયું ઉષ્ણતાનો ધરો.
સેનાનીઓ નીકળ્યા શિબિરેથીઃ
જાણે ઘુમ્મટો ઢલવાયા મહાચોકમાં.
યોધરાજોનાં ટોળે મળ્યાં યોધઝુંડો.







થોડાક હતા મહારથો;
થોડાક હતા મહાધ્વજો;
થોડાક ગાજતા'તા મહાશંખ.
માંડી આંખે નિહાળતા'તા કૌરવનાથ
સેનાઓનાં બિન્દુ સરોવરો.

સેનાસ્વામીએ ધાર્યાં
ગેંડાનાં અસ્થિચર્મનાં કવચટોપ,
પુરુષાર્થના પ્હેર્યા રણવાધા,
પરાક્રમનો સોહાવ્યો રણકિરીટ.
શંકરનો કો ગણ ઉઠે,
રૂદ્રમુખો ને સંહારસોહામણો;
એવા ઉઠયા કર્ણરાજ,
જગત્ભીષણ ને કાળઆયુધાળો.

કર્ણરાજનું વિજય ધનુષ્ય હતું
પંચ પ્રત્યંચાળું મહાચાપ
ને સંગાથે છોડતું પંચબાણ,
કામદેવના કોદંડ સમાં અમોઘઃ
એકએક અંગુલીએ એકએક બાણ.







સોને મઢેલું ને હીરે જડેલું
સૂર્યદેવે દીધું'તું સૂર્યપુત્રને.
વિશ્વકર્માએ ઘડયું'તું એ સૂર્યકાજે.
કર્ણદેવે સંભાળ્યું વિજય ધનુષ્યને.
પૂજ્યું, શણગાર્યું, મસ્તકે ચ્હડાવ્યું.
વ્યાઘ્રોદરમાંથી વીંણેલાવણેલા
કર્ણરાજે ચ્હડાવ્યા તન્તુદોર,
ને વિજયને કીધું વિજયવન્તું.
નિત્યનિત્યે પૂજતા'તા કર્ણરાજ
ધનુષ્યને ને કવચકુંડળને.
વીરની હતી એ વીરપૂજા.
સ્કન્ધે ચ્હડાવી કર્ણ રણે ચ્હડયો.

સજ્જ હતો મહારથીનો મહારથ.
શલ્યરાજ હતા સારથીપદે.
અશ્વો હતા દૂધધોયેલા દૂધઉજળા.
તેજપાવન શ્વેત ધ્વજપટમાં
ઉડતું'તું જ્વાળાઓ ઝરતું નાગમંડળ,
ફણાધારી ને વિષફૂંકારતું.







'શલ્યરાજ ! કુરુક્ષેત્ર જોશે આજ
જામદગ્નેયનો ધનુર્વેદ.' ૫૭૪

'જગતે જોયો છે એ ધનુર્વેદ.
એકવીસ વાર પૃથ્વીને કીધી નક્ષત્રી.
પૃથ્વી છે નક્ષત્રી આજે?
મિથિલાથી અયોધ્યાને માર્ગે
બાળ રઘુવીરના ક્ષાત્રતેજને
પ્રણમ્યું હતું બ્રાહ્મતેજ : ૫૮૦
એ જ જામદગ્નેય ને?' ૫૮૧

ક્ષાત્રસંઘે નિજ ક્ષાત્રવર્ચસ્ સ્થાપવાને
કર્ણરાજે માગ્યા'તા શલ્યરાજને સારથી,
ને એમ વાવ્યો'તો કુસંપનો છોડ.
રણમાર્ગે વેરતો'તો એ કુસંપફૂલડાં.
રથી ને સારથીના કુસંપે
કિયાં જીતાયાં છે કુરુક્ષેત્રો? ૫૮૭

રથ ઝણકાર્યો શલ્યરાજે.
અશ્વરાજો પી જતા'તા પૃથ્વીને.
સેનાસ્વામી આવ્યા સેનામંડળમાં. ૫૯૦







કૌરવનાથ જોતા'તા ત્‍હાં વાટ.

પૂજારી દેવને પ્રણમે એમ
કૌરવનાથ ઉભા હસ્તાંજલિએ,
ને સત્કાર્યા સેનાસ્વામીને.

'પધારો, સૂર્યપુત્ર અંગરાજ!
સૂર્ય સમો છે સોહાગ.
ભાસ્કર અભિષેકે છે તેજછાલકે,
ને કિરણ કિરણ છે સૂર્યનું બાણ.
પૃથ્વીની પાંખડીપાંખડીને
પરોવશે રૂંઢમાળા ગૂંથવાને.
સૂર્યપુત્ર પાંડવોને સંહારે આજ
તો કુરુજેતા કર્ણ દેવ
છે હસ્તિનપુરના સિંહાસનસ્વામી.'

કૌરવનાથે ઉતારી નાંખ્યો રાજમુગટ
ને ધર્યો કુન્તાપુત્રનાં ચરણોમાં.
મોડો–મોડો–ક્ષણમોડો હતો
કૌરવનાથનો એ રાજસંન્યાસ
આજની સત્તરમી સંગ્રામતિથિએ.







પુણ્ય ખૂટયાં પછીનું હતું પ્રારબ્ધ.
કૌરવનાથે દીઠી'તી મુઠ્ઠીભર સેનાઓ;
ને દીઠો'તો પરાજય એ અલ્પતામાં.
ભગ્નાશના હતા એ નિરાશાબોલ:
ભાગેલા સાગરમોજના જાણે જળસિત્કાર.
ભીષ્મપતને ઓસર્યો'તો તનમનાટ,
ને દ્રોણનિધને આથમ્યાં'તાં તેજ;
આજ કર્ણતિથિએ ઉગ્યો'તો રાજસંન્યાસ
હસ્તિનાપુરસ્વામી કૌરવકેસરીને.
ઢોળાઈ ગયા હતા સહુ
કૌરવનાથના હવે રાજલોભ.
હવે પ્રજ્જવળતો'તો હૈયાકુંડમાં
પાંડવનાશનો એક મહાઅગ્નિ,
સર્વભક્ષી ને ગર્વતાંડવી.

કર્ણરાજે રચ્યો હતો
દેવગુરુ બૃહસ્પતિનો મહાવ્યૂહ:
પાર્થે રચ્યો'તો કૈલાસવ્યૂહ,
ને કૈલાસસ્વામી સમો ઉભો'તો મધ્યમાં.
કર્ણરાજે ઘોરાવ્યો યુદ્ધારંભનો મહાશંખ;







ને મોજાંઓ મોજાંઓ શુ પછડાય
એવી હરોળો અથડાઈ હરોળો શુ.
મંડાયો છેલ્લો મહાસંહાર.
કૌરવનાથ ઉભા'તા રણમોખરે,
ને એમણે આરંભ્યો રણખેલ.
ધાયા ધર્મદેવના રથધ્વજે.
મુગટને જઈ પછડાયો મુગટ.

કર્ણરાજે આદરી પાંડવદળની પ્રદક્ષિણા.

પાંડવચમૂને દીધો રણપરિધ.
ખેતરની વાડ કાપે એમ
કાપી પાંખો ને પ્રપાંખો;
ને પાડ્યાં સેનાવાડમાં રણછીંડાંઓ.
યજ્ઞાન્તે દૂધની દે છે એવી
પૃથ્વીને દીધી યોધશોણિતની ધારાવાડી.
એકલમલ્લ એ કર્ણરાજે
એકલપંડે ઘેરો ઘાલ્યો પાંડવસેનાને.
વડલા આગળ ઉભો નકુલકુમાર
રત્નઝબકતો રણકોટ થઈને.
કર્ણે પાડયાંઉખાડયાં રત્નમંડનો







ને નકુલકુમારને દીધું જીવતદાન
કુન્તા માતાને દીધા બોલ સંભારી સંભારીને
કે ચારને છે મ્હારૂં અભયવચન.
કર્ણરાજનાં શર પડતાં'તાં
પાંડવસેના વીંધીને સ્હામે પાર.
ઉડતી વીજળી મેઘને ઘેરે
એવું ઘેરતા'તા કર્ણરાજ પાંડવસેનાને.
પૃથ્વી ચાંપતા ધાતા'તા
કે વાયુ વીંધતા ઉડતા'તા
મદ્રરાજપ્રેર્યા કર્ણઅશ્વરાજો ત્ય્હારે ?
એ હતી શલ્યરાજની અશ્વવિદ્યા ?
કે એ હતી કર્ણરાજની ધનુર્વિદ્યા ?
પાછળ ધાતો હતો,
વાદળી પાછળની વાદળી સમો,
શસ્ત્રસંભર બીજો કર્ણરથ.
પાંડવોએ માંડી યોધપાળો,
ભેખડધીંગી ને ગિરિકોટ સમોવડી;
પણ વૃથા નીવડયા એ યોધદુર્ગો.
સરિતા વહે ગિરિઘાટીઓ ઓળંગીને
એવો વહતો ને વિચરતો કર્ણરથ







પાંડવમાંડયા દુર્ગકોટો ઉલ્લંઘીને.
કર્ણરથ જતો–જાણે વિમાન ઉડયું.
કર્ણ દોડતો ન્હોતો, ઉડતો હતો.

કર્ણદેવનો ત્ય્હારે તપતો’તો મધ્યાહ્ન.

પ્હણે જામ્યું હતું
રાજયુવરાજોનું દ્વન્દ્વયુદ્ધ,
ધર્મદેવ અને કૌરવનાથનું:
જાણે પાંડુ ને કુરુ ઉતર્યા સંગ્રામે.
કરવત કાપે શિલાપગથારને
એવા કૌરવનાથ પેઠા પાંડવસેનામાં.
નાવ વાધે સરોવર વીંધતું
એવા કૌરવનાથ વહતા સેનાવીંધતા.
આઘેથી દીઠો ધર્મનો રણધ્વજ
મન્દિરશિખરના શિખરધ્વજ સમો
અન્તરિક્ષઆંગણમાં લહરાતો.
આજે પૂરે ચ્હડયાં’તાં પાણી
ને ભાગતાં’તાં ભેખડોને.
સ્હામસ્હામા અથડાય બે પર્વતયોધ







એ ગિરિકરાડેથી પડતા ને પછડાતા,
અને ધોધપૂરનાં ઉડે જળકણો
દિશાઓને છાંટતા ને વધાવતા,
એવા અથડાયા બે મહારથો
પુરુમુગટના મનોરથિયાઓના.
મહારથોના ઉછળ્યા અણુઅણુઓ.
આભવિડારતો થયો વજ્રકાટકા,
અશ્વો ઉછળી પડયા દશ ધનુષ્યવા,
ને ઉંબાડિયાં રહ્યાં મહારથોનાં
કુરુક્ષેત્રનો રણયજ્ઞ જલાવવાને.
કૌરવનાથ પડયા ક્ષણુમૂર્છામાં.
ધર્મદેવે ખેંચી ધર્મકૃપાણ,
તેજજ્યોત શી લખલખતી
ને વીજળી સમી વીંઝાતી.
પગપેદળ ધાયા અધર્મને ઉચ્છેદવા.
ત્યહાં ભીમે પાડી ભીમહાકલઃ
'કાં ઉથાપો વિધિનાં નિર્માણ?
ને ઉચ્છેદો કાં કાળના વજ્રલેખ?
દુર્યોધનની મૃત્યુજોગણી નથી ધર્મકૃપાણ;
દુર્યોધનની મૃત્યુજોગણી છે ભીમગદા.







ધર્મદેવો સિધાવો ક્યહાંક ધર્મયુધ્ધે.'

ભીમે દીધો રથ ધર્મદેવને.
ને નદીનું વ્હેણ વળે એમ
ધર્મદેવે ભીમરથને વાળ્યો કુરુસેનામાં;
ને વિચર્યા શોધવા–ઢૂંઢવા
કુરુમંડળમાં કોક ધર્મયુદ્ધને.

ભીમે ઘૂમાવી મહાગદા,
ભાગ્યો કર્ણરથને,
ન ગજાવ્યાં પૌંડ્રનાં ઘોરઘૂચળાં.
શલ્યરાજે સાંતર્યો પાછો રણરથ:
ને સૂર્યદેવ વિરાજે સૂર્યરથમાં
એવા રણરથે વિરાજ્યા સૂર્યપુત્ર.
શિલાપછડાયો જળધોધ ચોગણો ગાજે
ને મંહીથી ઉછળે જળસાપોલિયાં,
કર્ણરાજે એવો કીધો ભેરીનાદ,
ને ઉછાળ્યાં ઝેરવેરનાં નાગમંડળ:
જાણે નાગપાશ છોડ્યું અન્તરિક્ષભરતું.
વિજય ધનુષ્ય હતું પરશુરામઅર્પેલું.







એકવીસ એકવીસ વાર
વિજયે કીધી'તી પૃથ્વીને નક્ષત્રી.
પાંચપાંચ પ્રત્યંચાઓએ કર્ણરાજ
છોડતા'તા પાંચપાંચ બાણપાંખડીઓ.
એમ અડધેરોક ઠાલવ્યો
રથમાંનો ભારેલો શરભંડાર.
કર્ણને પૃથ્વી કરવી'તી નપાંડવી;
કર્ણને ધોવું'તું કુરુજગત.

બ્રહ્માવર્તનાં દર્શને ત્યહાં
કર્ણને સાંભર્યો વળી પરશુરામઆશ્રમ,
ને સમન્તપંચકના ભર્તા ગુરુદેવ.
ગુરુદેવ દાખવતા ડાળીઓ,
તો કર્ણ છેદતો પત્રદીંટડાં;
ગુરુદેવ દાખવતા વડવાઇ,
તો કર્ણ છેદતો ટપકતું દૂધબિન્દુ.
રીઝતા ને આશિષો અર્પતા ગુરુદેવ.
સંસારરંજાડાયેલો કર્ણ ત્યહારે વિચરતો'તો
અન્ધારપછેડાના અનૃતવેશમાં.
સૂતપુત્ર પાળતો'તો બ્રાહ્મણધર્મ;







મૃગચર્મ ઓઢતો, બ્રહ્મદંડ ધારતો,
તરતો ક્ષત્રિયોના શોણિતદ્રહમાં.
ગુરુદેવે દીઠું કે વળી એકદા
બ્રહ્મતેજ સંહારશે ક્ષાત્રતેજને.
આનન્દ્યા ગુરુદેવ કે વંશ જીવ્યો.

અને પછી સાંભર્યો કર્ણરાજને
ભ્રમરડંખનો આશ્રમપ્રસંગ;
જ્યહારે ઉતર્યો'તો અનૃતવેશ
ને વરસ્યો'તો ગુરુદેવનો શાપ.
આશ્રમવાસની એ હતી છેલ્લી તિથિ.
શીતળ વાતા'તા સમીરણો
ને સુકુમાર ઢળતાં'તાં સૂર્યતેજ.
વૃક્ષછાયે ઢોળાતો'તો ગ્રીષ્મનો અપરાહ્ન.
સિંહ ને સિંહબાલ સમા
વગડે ઘૂમતા ને શરભોથાં વીણતા
ગુરુશિષ્ય થાક ઉતારતા'તા ઘટાછાયામાં.
સુગન્ધીલી વીંઝાતી'તી પવનપાંખો,
ને ગુરુદેવ પડ્યા નિદ્રાલોકમાં
સત્‌શિષ્યખોળે માથું મૂકીને.







ડોલતી ઘટાઓ પંખો નાંખતી,
કુમળી ગ્રીષ્મ શીતળતા ઢાળતી.
ઝૂલતાં પુષ્પઝૂમખડાંઓમાંથી
ઉડતો આવ્યો એવે ભમરો,
કોયલાકાળો ને કટારડંખાળો.
બાળકર્ણની કોરી ખાધી જંઘાકદળી
ને વહેવડાવી રૂધિરશેડ.
'ગુરુદેવ જાગશે નીંઝણુમાંથી ધારી
કુમાર સહી રહ્યો કારમી ભ્રમરવેદના.
પણ ઉછંગ થયો રૂધિરભીનો
એટલે ઝબકીને જાગ્યા ગુરુદેવ.
કળી ગયા પ્રપંચ ને પાડી ત્રાડ:
બ્રહ્મપુત્ર છો કે ક્ષત્રિયપુત્ર?
તું છો કોણ? કર્ણ!
કર્ણનો ત્યહારે ઉતર્યો અનૃતવેશ;
ને સત્ય સાંભળ્યે ભાગી પડયા
ગુરુદેવના આશાદુર્ગો બ્રહ્મરાજનગરીના.
સરી પડયો શાપ ગુરુમુખમાંથી કે
અન્તકાળે વીસરીશ ધનુર્વિદ્યા સૌ
અનૃતવેશે ભણેલીભંડારેલી.







કુરકુરનાં બ્રહ્માવર્ત દર્શને
કર્ણને સાંભર્યો આજ એ આશ્રમકાળ,
સાંભર્યા જગત્જાજ્વલ્યમાન ગુરુદેવ,
સાંભર્યો ભગ્નાશનો મહાશાપ.

અને એવો જ હતો આ અપરાહ્ન.
પાંદડાં છેદતો ને ઘટાઓ વેડતો ત્યહાં,
એમ કર્ણ અહીં ઉચ્છેદતો યોધરાજોને
ને વેડતો કુરુમંડળની સેનાઝાડીઓ.
સંસારે સંતાપ્યો કર્ણરાજને;
કર્ણ સંતાપતો'તો આજ સંસારને,
ને વાળતો'તો આયુષ્યનાં વેર.
સત્યાર્થી શિષ્યવર સમો કર્ણ
ફેડતો'તો ગુરુઋણ ક્ષત્રિયસંહારે.
કુરુમંડળ કંપતું'તું કર્ણપ્રહારથી.

અને પછી પછડાયો
વિન્ધ્યાચળ શુ હિમાચળ.
પાર્થ ધાયો કર્ણના આડકોટે.
અને એમ મંડાણાં રણમંડાણ







કુરુક્ષેત્રના છેલ્લા સંગ્રામહલ્લાનાં.
દેવદેવીઓ ઉતર્યાં ગગનમંડળે
પાર્થકર્ણનું દ્વન્દ્વયુદ્ધ નિહાળવાને;
ને દેવમંડળમાં યે પડયા પક્ષભેદો
કે કોણ સ્વામી કુરુમંડળનો ?
પાર્થ ? કે કર્ણ ?
ધર્મક્ષેત્રને વિજય જીતશે કે ગાંડીવ ?

સૂર્યદેવ નમતા હતા.
અપરાહ્ન તપતો હતો કુરુમંડળમાં.
કર્ણરાજે દીઠો દૂધશ્વેત રથધ્વજ
ને રથશિખરે ઉડતા વાનરરાજ.
આનંદ્યો, ઉમંગ્યો, ઉછળ્યો કે
આવ્યો—આવ્યો આયુષ્યનો વેરી.
ગાંડીવ ઓળખશે આજ વિજયને.

'કર્ણરાજ ! સંભરજો સકલ સામર્થ્ય.
બે બાહુથી ઉપાડે પૃથ્વીને,
એ જ જીતે પાર્થને પૃથ્વીપટમાં.'
મદ્રરાજે ખેડયા ઘોડીલાઓ.







'આંધળાના રથ હાંકતાં આવડે,
દેખતાના ન આવડે ત્હમને.'

'પાર્થ ! જાગજે; બૃહન્નલા ન થતો.
આ વિરાટનગરી નથી, કુરુક્ષેત્ર છે.
આજે છે અભિમન્યુની વધચોથ.
કર્ણરાજે કાપી'તી ધનુષ્યદોરી
ને કુમારને કીધો'તો ધનુષ્યસૂનો.'

ક્યહારેક જ બોલતા કૃષ્ણચન્દ્ર કુરુક્ષેત્રમાં;
પણ બોલતા ત્યહારે કાળમન્ત્રો બોલતા.

પાર્થને સાંભર્યો એ જોબનઝૂલન્તો.
વીજળીઓ ઉછળી પાર્થકીકીઓમાં.
ગાંડીવ ન્હાનું ભાસ્યું પાર્થને.
ભારતવીરને થયું કે
પૃથ્વી ફોડું કે આભને વિડારું ?

એવે ગાજ્યો કુરુપોકાર
કે પડ્યો કર્ણકુમાર વૃષસેન.
કર્ણને કરડ્યો એ શબ્દભુજંગ







ને ચ્હડયાં વિશ્વમંડળનાં ઝેર.
કર્ણને થયું વિજય બળી ગયું. ૮૩૫

'વીરને વીરશુકન છે વીરવાટના.'
કાળમીંઢની જીભે બોલ્યા શલ્યરાજ.
કર્ણને આંખે આવ્યાં અન્ધારાં.
શલ્યના બોલે બોલે વાગતાં'તાં શલ્ય
ને હરાતાં'તાં કર્ણતેજ. ૮૪૦

સ્હામસ્હામા આવીને ઉભા પછી
પૃથાપુત્ર પાર્થ ને કુન્તાપુત્ર કર્ણ:
જાણે એક ગાયનાં બે શીંગડાં;
જાણે પ્રલયકાળના ઉગ્યા બે સૂર્ય. ૮૪૪

'પ્રથમ બાણ કર્ણનું:'
પાર્થે ઉચ્ચાર્યો વીરનો વિવેક. ૮૪૬

કર્ણ વીસર્યો જ્યેષ્ટની સુજનતા
ને વિછોડયાં પંચબાણ.
આજે કર્ણને હતી વિસ્મરણતિથિ. ૮૪૯







પાર્થે છેદી બાણપાંખડીઓ
ને ગજાવ્યો રણશંખ કુરુમંડળ ડોલાવતો.
કુરુક્ષેત્રનાં આજ હતાં છેલ્લાં નિર્માણ.

પછી પાર્થે ઉપાડયું ગાંડીવ.
ને કર્ણે ઉઠાવ્યું વિજય.
બાણાવળીઓ ભીડયા સંગ્રામસંહારે;
અને એમ જામ્યો
ગગનગાજન્તો કુરુસંગ્રામ.
કાળ સંભારે છે એને.
કિરણ કિરણને કાપે
એમ શર કાપતાં શરને.
ઝુંડ ઝુંડ શુ અફળાય
એવાં અફળાતાં'તાં શરઝુંડો.
કર્ણ ભણતો મારણમન્ત્રો,
પાર્થ ભણતો નિવારણમન્ત્રો.
કર્ણ સ્મરતો જામદગ્નેયના અગ્નિને,
પાર્થ સ્મરતો ચન્દ્રવંશના અમૃતકૂપ.
પાર્થ ને કર્ણ લ્હડતા'તા એ ? ના, ના.
એ તો લ્હડતા'તા બે ધનુર્વેદો.







તેજથી લ્હડતાં'તાં તેજ.
પૃથ્વી કોને કહે કે તું જીત ?

        એ હતો મન્ત્રવિદ્યાઓનો સામનો.
જંગજોગન્દરો ખેલતા'તા રણજંગ.
સન્ધ્યાએ સન્ધ્યાએ આથડે છે
તેજ ને તિમિરનાં પૂર.
સ્હાંજરે તેજને હોલવે છે તિમિરો
ને આચ્છાદાય છે અન્ધારચન્દરવા.
સ્હવારે પછી તેજ ધૂવે છે તિમિરોને
ને ઢોળાય છે તેજસાગરના તેજઅંબાર.
અહોરાત્રનાં સમાન પલ્લાં સમાં
પાર્થકર્ણનાં હતાં સમાન પલ્લાંઓ.
એ હતો મહારથીઓનો રણસંગ્રામઃ
વિન્ધ્યાચળ ઉભો'તો હિમાચલસામનેઃ
મન્ત્રો અથડાતા મન્ત્રોને,
ધનુર્વિદ્યા છેદતી ધનુર્વિદ્યાને.

        માનુષી નહીં;
દૈવી હતી એ રણરમણા.







કર્ણે નાંખ્યો યમપાશ,
તો પાર્થે નાંખ્યો દેવપાશ.
કર્ણે નાંખી શૂરશતઘ્ની,
તો પાર્થે નાંખી વીરસહસ્ત્રી,
વિધાતા ઝાલતો'તો વિધાત્રીની લેખિની;
વિધાત્રી થંભતી'તી :વિચારણે
કે શા લખું વિધિલેખ?
એવા થતા ક્ષણપલટાઓ કુરુરણમાં.

રથછત્રમાંથી કર્ણે લીધો
યમદંડ સમો લોહદંડ.
એ હતી વિશ્વકર્માની સાંગ;
દેવોએ દીધી'તી કર્ણરાજને.
યમવીજળી એનું નામ.
સોસો ઝૂલતી'તી એને લોહઘંટડીઓ
તે ગાજતી'તી યમઝણકાર.
મન્ત્ર ભણ્યો, પુણ્ય લાધ્યાં,
નેમ લીધી પાર્થના લલાટતિલકની,
ને નાંખી અન્તરિક્ષને વીંધતીઃ
જાણે વીજળી પડી ગગનમંડળેથી.







કૃષ્ણે દીઠી આવતી કાળજોગણી,
ને વાંચ્યા એના કાળમન્ત્રો.
પળવિપળના વાયરામાં
અશ્વોને નમાવ્યા, રથને નમાવ્યો,
પાર્થને નમાવ્યો મહાદેવતને.
કાળને તો વિશ્વમંડળ સૌ નમે છે ને ?
તિલકલક્ષી સાંગે છેદ્યો પાર્થકિરીટ.
કર્ણે જોયું કે વૃથા ગઈ યમવીજળી.

અને એવે—એવે થયો અકસ્માત.
—કે ઉતર્યું એ અદશ્યનું વિધિનિર્માણ ?—
આંખડીમાં પાર્થબાણ વાગ્યે
રથઅશ્વો ઉછળ્યા કર્ણરાજના.
રથ ઉછળ્યો, મહારથી યે ઉછળ્યા.
પડખે હતો કાલનો દુઃશાસનરૂધિરદ્રહ.
અર્ધ રથ પડ્યો એ રૂધિરદ્રહમાં.
પાતાળ પી ગયાં ડાબાં રથચક્રોને,
ને રથ નમ્યો એક પાર્શ્વે:
જાણે ઝૂલતા ઝરૂખે ખાધી ઝોલ.
કર્ણરાજનો પડ્યો કિરીટ.







રહામેથી વરસતી'તી શરધારાઓ.
અને સૂર્યદેવના તેજમંડળને
આચ્છાદે છે મેઘઝરમરો,
એવી આચ્છાદી રહી'તી કર્ણરથને.
વેલીઓ પેરે ગૂંથાઈને
પાર્થશરોએ ગૂંથ્યું'તું શરમંડળનું જાળું. ૯૩૦

'શલ્યરાજ ! કહાડશો ?
પઇ પડયાં છે રૂધિરદ્રહમાં.
ઉપર ઘેરાણાં છે શરવાદળ.'
કર્ણે વિનવ્યા સારથીને. ૯૩૪

'કૌરવનાથે નિર્મ્યો છે રથ ખેડવાને,
નથી નિર્મ્યો રથ રક્ષવાને.
રથરક્ષા છે રથીધર્મ.
પાર્થ ખડો છે સામને.
મહારથી ! માંડો શરસંધાન.' ૯૩૯

અંગારા વરસ્યા કર્ણરાજને. ૯૪૦
ધનુષ્યને પ્રગટી કોપજ્વાળાઓ
કે વીંધુ કે વધેરૂં ?







પણ હૈયામાં સમાવી હૈયાઝાળો,
ને રથેથી ઉતર્યો મહારથી. ૯૪૪

ઝ્હણે પાર્થની વરસતી'તી શરવૃષ્ટિ. ૯૪૫

કર્ણને સાંભર્યાં કવચકુંડળ,
કર્ણને સાંભર્યાં વરદાન ને શાપ.
કારમાં ઝીલતો'તો કર્ણ સહોદરનાં બાણ.
ન સહાય, ન વળાય એ.
ઘૂંટી–ઘૂંટીને પીતો'તો ૯૫૦
વિષની એ વેલો, ૯૫૧

કર્ણ મથતો'તો રથચક્ર ઉપાડવાને
દુઃશાસનના રૂધિરદ્રહમાં ડૂબેલું.
પણ પાતાળ ખાંએ છે તે પાછાં દેવા?
સૂતપુત્રને સહજ હતી રથવિદ્યા;
પણ ક્રોધે જન્માવ્યો'તો સ્મૃતિવિભ્રમ.
કર્ણ વીસર્યો રથચક્રકલા. ૯૫૭

અહીં ધરિત્રી ગળતી'તી રથચક્રને;
સારથીપદેથી હસતા'તા શલ્યરાજ;







પ્હણેથી વરસતી'તી પાર્થશરવૃષ્ટિ. ૯૬૦
દૃષ્ટિ ઘેરાણી; મહાવીર મૂંઝાણો;
કર્ણરાજે પાડી રણહાકલ. ૯૬૨

'પાર્થ! ધર્માત્મા કહેવા છ.
ક્ષણેક તો થોભ; આ રથચક્ર ઉપાડું.
પછી સંભળાવું ધનુષ્યટંકાર.
બાણાવળી! સંભારી જો બાણધર્મ.' ૯૬૬

'હા, કર્ણ! હા.
ધન્ય છે, મહારથી!
ધર્મ સાંભર્યો ખરો આખરે.
એટલો યે સત્પુરૂષ છો તું. ૯૭૦
પણ પૂછું આજના સત્પુરૂષને? ૯૭૧
यद् वारणावते पार्थान् सुप्तान् जातुगृहे तदा
आदीपयस्त्व, राधेय! क्व ते धर्मस्तदा गतः ? ૯૭૩

यदा रजस्वलां कृष्णां दुःशासनवशे स्थितान्
सभायां प्रहसः, कर्ण! कव ते धर्मस्तदा गतः ?' ૯૭૫
કુરુમંડળમાં શંખનાદે ગાજતો'તો
કૃષ્ણચન્દ્રનો ઘૂમરીઓ ખાતો કંબૂકંઠ. ૯૭૭







કર્ણને ચ્હડયો કાળ.
કાળકોપેલા કર્ણે પડતું મૂક્યું રથચક્ર
ને ચ્હડાવ્યું વિજય ધનુષ્ય : ૯૮૦
જાણે કાર્તિકેય ચ્હડયા હિમાદ્રિ વીંધવાને.
પણ કોપબાહુએ અતિખેંચ્યે
તૂટી ગઈ વિજયની પ્રત્યંચાઓ.
અવસરે વિજય નીવડયું પરાજય. ૯૮૪

કર્ણરાજ ઉભા આભ જોતા;
ને આભમાંથી ઉતર્યાં
કર્ણરાજને વિધિનિર્માણ. ૯૮૭

ત્હો ય કર્ણ હતો મહાવીર.
શિખર સમો ઉભો પાર્થ સ્હામે,
એકજ્યોત ને અખંડ દેહથંભે. ૯૯૦

ભૂલ્યો, કર્ણ સર્વ ભૂલ્યો;
ન ભૂલવાની વેળે કર્ણ ભૂલ્યો.
ભૂલ્યો; કર્ણ ચાપ ભૂલ્યો,
બાણુ ભૂલ્યો, મન્ત્ર ભૂલ્યો:
ભૂલ્યો સકળ ધનુર્વેદ







અન્તવેશમાં ભણેલો જ ડારેલો.
કર્ણ ભૂલ્યો સહવારનાં યે સાંગ.
ઉગામેલા વિજયની તૂટી પ્રત્યંચા ખેંચતો
કર્ણ ઊભો માનવપૂતળું થઈને:
મહાકાય, અને આયુધજગતને ઉવેખતો. ૧૦૦૦
શાપે ઘેરી લીધો મહારથીને.
તત્ત્વતઃ મૃત્યુનાં અમૃત પાયાં કર્ણને
એના આશ્રમવાસના અન્તેવેશે. ૧૦૦૩

સૂર્યે ધરાવ્યાં તેજકવચ સૂર્યપુત્રને
ને આંજ્યાં સૂર્યતેજથી પાર્થલોચના
કે બાણનેમ ભૂલે બાણાવળી.
દેવો આવી ઊભા સૂર્યપુત્રના સંરક્ષણે.
પણ દેવોથી યે નથી ઉથાપાતા
વિધાતાના વિશ્વનાંખ્યા નિર્માણમન્ત્રો. ૧૦૦૯

'પાર્થ! ઉચ્છેદ આ માનવપૂતળાંને. ૧૦૧૦
એ છે મહાભારતની કારણપ્રતિમા:
ભારતયુદ્ધનાં મૂળ, ઉછેર, ને ઉચ્છેદ.' ૧૦૧૨

સ્વભાવતઃ કર્ણ હતો દિલદરિયાવ:







કોડીલો, ભાંડુભીંજાતો, ભાવપૂરભરપૂર.
પણ કૌરવગર્તે કર્ણ પડ્યો તે તિથિથી
કૌરવઅપયશો ચ્હડ્યા કર્ણરાજને.
કર્ણને તરછોડ્યો કુન્તા માતાએ;
કર્ણને તરછોડ્યો ગુરુદેવ જામદગ્નેયે;
કર્ણને તરછોડ્યો દ્રુપદકુમારીએ;
કર્ણને તરછોડ્યો જગતજોદ્ધાઓએ; ૧૦૨૦
એટલે દેવપુત્ર થયો સૂતપુત્ર.
સૂર્યતેજસ્વી કર્ણ તેજોદ્વેષી ન હોત
તો સૂર્યપુત્ર શો સોહાત ઈતિહાસોમાં. ૧૦૨૩

પડતી ગંગાને ઝીલવાને
શંકર ઉભે છે કૈલાસશિખરે,
એવા અડોલ ને કૈલાસશિખર સમા
ઉભા'તા મહારથી કર્ણરાજ
ને ઝીલતા'તા પાર્થની શરગંગાને:
ઉન્નત મુખડે ને આકાશ નિહાળતા,
ઉછળતી છાતીએ ને મહાવીરના વીરત્વે.
ન હતું દૈન્ય, ન હતું પલાયન;
પણ હતાં શત્રુમંડળનાં ઉપેક્ષાગર્વ.







પાર્થબાણ ઝીલતા'તા કર્ણરાજ
ને નયનબાણે વીંધતા'તા પાર્થને.
ગાંડીવધન્વાને બાળતી'તી કર્ણવીજળીઓ.
વીરના આનન્દે ઉભા'તા કર્ણરાજઃ
જાણે પૃથ્વીપાટે ઉભું પૃથ્વીપરાક્રમ,
જાણે કુરુક્ષેત્રમાં ઉભી સંગ્રામજ્યોત. ૧૦૩૮

' કુન્તાપુત્રે સંહાર્યો કુન્તાપુત્રને '
એમ પોકારી પડ્યા પછી કર્ણદેવ ૧૦૪૦
પૃથ્વીને સાષ્ટાંગ દંડવત કરતા.
કુરુમંડળમાં પડ્યા એ પોકારપડઘો;
ને ન વાગ્યાં એ જ્યતિથિએ
પાંડુકુમારોનાં જયવાદ્યો.
સંગ્રામ થંભી ગયો સ્વયમેવ. ૧૦૪૫

મહારથી કર્ણ પડ્યો
સહોદરનાં બાણોથી વીંધાઇને.
કુરુક્ષેત્ર ઝંખવાણું એ કુળઝાંખપથી,
અને ધર્મક્ષેત્રે ઉતર્યાં જગત્અન્ધારાં. ૧૦૪૯

સંસારરંજાડાયેલો કર્ણ ૧૦૫૦







એમ પોઢ્યો સંસારઉછંગમાં.

        કર્ણ પડ્યો; ને સંગાથે પડ્યું
નાગમંડલ કર્ણરથધ્વજમાંનું.
ફણાધારી ને વિષફૂંકારતું.
માનવઇતિહાસ પૂછે છે તેજોદ્વેષને
કે કિયા કિયા જીત્યું છે તું જગતજંગો ?

  


